બાળ શિક્ષણ

મિ

પુ , ૩ જું.

# બાળ શિક્ષણ.

લેખક: વાસુદેવ શંકરલાલ શુકલ.

પ્રકાશક

બાળ મિત્ર કાર્યાલય તરફથી

રતિલાલ દામજી ભટ્ટ

વ્યવસ્થાપક બાળ મિત્ર માળા,—કરાચી

બહાર ગામના એજંટો જોઇ        એ
સરતોને માટે લખો:-

વ્યવસ્થાપક

બાળ મિત્ર માળા

રણછોડ લાઇન પ્રિન્સેસસ્ટ્રીટ,

કરાચી.

---

બાળ મિત્ર માળાઃ—    પુસ્તક ૩ જું.

# બાળ શિક્ષણ.

લેખકઃ વાસુદેવ શંકરલાલ શુકલ.

પ્રકાશક,

બાળ મિત્ર કાર્યાલય તરફથી

રતિલાલ દામજી ભટ્ટ.

વ્યવસ્થાપક બાળ મિત્ર માળા,—કરાચી.

પ્રત ૧૦૦૦    આવૃત્તિ પહેલી.

જુન ૧૯૧૬

વાર્ષિક મૂળ ૦-૧-૦ છુટક સવા આનો.

---

હિંદુ પ્રેસમા હ. વા. ઠાકરે છાપ્યું,—કરાચી.

# પ્રસ્તાવના—

બાળ મિત્ર માળાનું ૩ જું પુસ્તક "બાળશિક્ષણ" મારા બાળ મિત્રોના હાથમાં સોંપતાં મને આનંદ થાય છે. બાળકોની જીજ્ઞાસાવૃત્તિને પોષણ મળે અને તેઓને કંઇને કંઇ નવું જોવા, જાણવાનું અને શીખવાનું મળે એ હેતુથી આ પુસ્તકમાં વિવિધ વિષયોની સંકલના કરાઇ છે. આશાછે કે, પ્રથમનાં બંને પુસ્તકોની પેઠે આ પુસ્તક પણ બાળકોને રૂચીકર નીવડશેજ.

अस्तु.

## અનુક્રમણિકા.

## મફત બાળ વાંચનની યોજના

# શ્રીમાનોને વિનંતી

દરેક શ્રીમંત ગ્રહુસ્થોને વિનતી કરવામાં આવે છે કે આ બાળમિત્ર માળાનો મુખ્ય ઉદ્દેશ "બાળ સાહિત્યનો બહોળો ફેલાવો કરી તે દ્વારા બાળકોને નૈતિક, વ્યાવહારિક અને સામાજિક જ્ઞાન આપવું" એજ છે. આ હેતુ પાર પાડવા માટે આપની સહાયનાની ખાસ જરૂર છે—

જો દરેક ગૃહુસ્થ તરફથી દરેક મહીને માત્ર રૂપીઓ એક આ ખાતાને નિયમિત સહાય રૂપે મળશે. તો તે ગૃહુસ્થ તરફથી સોળ ગરીબ બાળકો મફત વાંચનનો લાભ લઇ શકશે.

આવા ઉદારચિત્ત માત્ર ૫૦ ગૃહુસ્થો મળી આવશે તોપણ તે સહાયમાંથી લગભગ એક હજાર બાળકોને મફત વાંચન પુરૂં પાડી શકાશે.

આશા છે કે આ સેવાના સત્કાર્યને માટે અમને સદ્‌ગૃહુસ્થો તરફથી અવશ્ય ઉત્તેજન મળશે.

ગરીબ લેખકો પુસ્તકો લખે, અને શ્રીમંતો તરફથી તેઓને આર્થિક સહાય રૂપે પોષણ મળતું રહે તોજ સાહિત્યનો બહોળો પ્રચાર થઇ શકે છે—

**વ્યવસ્થાપક.**

# આભાર.



અમને જણાવતાં ઘણો આનંદ થાય છે કે આ સત્કાર્ય ને શ્રીમાનોએ હર્ષથી વધાવી લીધું છે. અને બાળકો મફત વાંચનનો લાભ મેળવી, પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે એવા હેતુથી ઉદારચિત્ત ગૃહસ્થોએ પ્રતિ માસે નીચે જણાવ્યા પ્રમાણે પુસ્તકો વહેંચવા પોતાનો હાથ લંબાવ્યો છે. તેઓની આ ઉદારતાને માટે અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

| | | | |
|---|---|---|---|
| ૩૨ | પુસ્તકો | શ્રીયુત શેઠ | ગુલામઅલી ગુલામહુસેન ચાગલા |
| ૨૫ | ,, | ,, | હરચંદરાય વિસનદાસ |
| ૨૫ | ,, | ,, | મોરારજી અમરશી |
| ૧૬ | ,, | ,, | નારાણદાસ અણંદજી બેચર |
| ૧૬ | ,, | ,, | સીવજી કુંવરજી હઃ ખીમજીભાઇ |
| ૧૬ | ,, | ,, | એક સખી ગૃહસ્થ |
| ૧૬ | ,, | ,, | એક સખી ગૃહસ્થ |
| ૧૬ | ,, | શ્રીયુત | મહારાજ સુંદરલાલજી ઇચ્છાપુરન |

અમે આશા રાખીએ છીએ કે ઉપર જણાવેલા ગૃહસ્થોનું અનુકરણ કરી, અન્ય શ્રીમાનો પણ પોતાનો ઉદાર હાથ આ બાળ સાહિત્ય તરફ અવશ્ય લંબાવશે.

अस्तु.

[૫]

# મજાનું સવાર!

કેવું મજાનું સવાર! સૂર્ય ભગવાનનાં સોનેરી કિરણો ઝાડ, મેદાન, અને છાપરાપર છવાઇ રહ્યાં છે. પક્ષીઓ, આનંદના કિલકિલાટ કરી અમ તેમ ફરી રહ્યાં છે. ઝાડ પાન અને જાત જાતનાં ફૂલો ખીલી રહ્યાં છે!

મિત્રો! આવો, આવા મજાના વખતે આપણા બાળ મિત્રો શું કામ કરે છે? તે આપણે જોઇએ.

જુઓ કેટલાંક હસમુખાં બાળકો દાતણ કરી નાહી ધોઈ માબાપને પગે લાગી આનંદમાં હરે ફરે છે.

કેટલાંક સંતોષી બાળકો પોતાનાં ભાઇ બેનો સાથે ચા દૂધ પીતાં કે નાસ્તો કરતાં આનંદની વાતો કરી રહ્યાં છે.

કેટલાંક સંપીલા ભાઇ બેન સલાહ સંપથી સાથે બેસીને પોત પોતાના પાઠ વાંચે છે,

અરે, આમતો જુઓ આ સુઘડ બાળકો પોતે રોપેલા નાના સરખા બાગમાંનાં ફૂલો વીણવામા અને કેટલાંક સાથીયા પુરી ધુપ દીપ વડે ઘરની સુઘડતા વધારવાના કામમાં ગુંથાએલાં છે.

કોઇ ગાડીમાં બેસીને કે પગે ચાલીને દેવ દર્શન કરવા અને ફરવા જાયછે.

મારા બાળ મિત્રો! તમે આ મજાના વખતે હસમુખાં સંતોષી, સંપીલાં, સુઘડ અને શાન્ત બનજો અને તમારાં માબાપ, ભાઇબેન અને માસ્તરને આનંદ આપજો.

[૧]

# આપણા શહેનશાહ જ્યોર્જ પાંચમા

બાળકો, આ આપણા હાલના શહેનશાહ જ્યોર્જ પાંચમાનો ફોટો છે. તમે જાણો છો, તેઓ ક્યાં રહે છે? તેઓ આપણા દેશથી ૫૦૦૦ માઇલ દુર આવેલા ઇંગ્લાંડ પ્રાંતમાં રહે છે. ઇંગ્લાંડમાં તેમની રાજધાનીનું શહેર લંડન છે. આપણા શહેનશાહનું ચરિત્ર જાણવા જેવું છે. એમનો જન્મ ઇ.સ. ૧૮૬૫ના જુન માસની ત્રીજી તારીખે થયો હતો. બચપણમાં તેઓ રાજમાતા અલેકઝાંડ્રાની દેખરેખ નીચે સદાઇમાં ઉછર્યા હતા. અને મુળાક્ષર પણ તેમની પાસે શીખ્યા હતા.

તેઓ જ્યારે બાર વર્ષના થયા, ત્યારે તેઓને તેમના મોટા ભાઇ પ્રિન્સ આલ્બર્ટ વિકટર સાથે શહેનશાહી નૌકા સૈન્યની શાળામાં અભ્યાસ કરવાને મોકલ્યા. અહીં પોતે એક રાજકુંવર હોવા છતાં સાદાઇ, ખંત, અને કર્તવ્ય પરાયણતાથી એક સાધારણ વિદ્યાર્થી પ્રમાણે અભ્યાસ કરી નૌકા શાસ્ત્રની પહેલા વર્ષની પરીક્ષા પસાર કરી.

નૌકાશાસ્ત્રનો સંપૂર્ણ અનુભવ મેળવવા તેઓએ લગભગ આખી દુનિયાની મુસાફરી કરી છે. આવી મુસાફરીમાં એક

વાર તેમની આગબોટે સાલોનીકા પાસે લંગર કર્યું. આ ખબર સાંભળી મહારાણી વિક્ટોરિયાના પૌત્ર (આપણા હાલ ના શહેનશાહ) ને મળવા તુર્કસ્તાનના સુલતાન તે આગબોટ પર આવ્યા. તે વખતે કોલસાથી કાળાં થએલાં કપડાંવાળો આ માણસ મહારાણીનો પૌત્ર હશે. એમ તે માની પણ શકયા નહતા! રાજકુમાર હોવા છતાં તેમજ પૈસા વગેરેની જરા પણ ખામી નહિ હોવા છતાં કેટલી સાદાઇ! કેવી કર્તવ્ય પરાયણતા!

ઇ.સ. ૧૮૯૨માં એમના મોટાભાઇ યુવરાજ વિકટરનું દૈવયોગે એકાએક મરણ થવાથી તેઓ યુવરાજ પદે આવ્યા. પછી એક વરસે તેમનું લગ્ન રાજકુમારી મેરી સાથે થયું.

પોતાના પિતા સાતમા એડવર્ડના સ્વર્ગવાસ પછી સને ૧૯૧૧ની જુન માસની ૨૨મી તારીખે તેઓ ઇંગ્લાંડની ગાદીએ બેઠા અને તેજ સાલમાં પોતાની હિન્દી પ્રજા તરફ ની મમતા બતાવવાને તેઓ ૫૦૦૦ માઇલની લાંબી મુસાફરી કરીને, અનેક મુસીબતો સહન કરીને હિંદુસ્તાનમાં પધાર્યા. અને ડીસેમ્બરની તા. ૧૨મીએ દીલ્હીમાં ભવ્ય દરબાર ભરી એક અંગ્રેજ રાજા તરીકે આ દેશમાં પહેલ વહેલોજ તાજ ધારણ કર્યો. આ ઉત્સવના દિવસોમાં હિંદુસ્તાનમાં ઘેર ઘેર આનંદ છવાઇ રહ્યો હતો.

આપણા શહેનશાહ એક મહાન રાજા હોવા છતાં પોતે હમેશાં ઉદ્યોગમાં મચ્યા રહે છે. સવારમાં તેઓ ઘણા વહેલા ઉઠે છે. અને દરેક ખાતા પર તેઓ જાતે દેખરેખ રાખે છે. કહેવાય છે, કે આટલી બધી દેખરેખ અગાઉના કોઇપણ રાજાએ રાખી ન હતી.

બાળકો તમે જાણો છો! આપણા શહેનશાહ આવા માયાળુ, ન્યાયી, અને સલાહ સંપને ચાહનારા હોવા છતાં કેવળ ન્યાયને ખાતર, સત્યને ખાતર અને નાનાં રાજ્યોને બચાવવાને ખાતર તેમને જાલીમ જર્મનો સાગે મહાન લડાઇમાં ઉતરવું પડયું છે. અંતે સત્યનો જય છે! નીતિવાનનોજ પ્રભુ મદદગાર છે.! પ્રભુ આપણા ન્યાયી અને નીતિવાન રાજાને જય આપો!

રક્ષ દેવ તું મહારાજા,
બહુ જીવજો પ્રૌઢ રાજા,
રક્ષ દેવ રાજા.
જય દે, તું એમને હાલ,
સુખને બહુ મહીમા આલ,
રાજ કરે દીર્ઘકાલ,
રક્ષ દેવ રાજા.

# દીવાદાંડી.

કરાચી શહેરથી બે માઈલ દૂર કેમારી બંદર છે. આ બંદરથી સુમારે દોઢ માઇલ છેટે દરિયામાં મનોરા નામે બેટ છે. હું એક દિવસ મારા કાકા સાથે મનોરા જવા તૈયાર થયો.

પ્રથમ અમે બંદરપર જવા માટે બંદરરોડ પર ચાલીને બોલ્ટન મારકીટ પાસેથી ટ્રામમાં બેઠા. મારા કાકાએ બે આના આપી કેમારી બંદર સુધીની બે ટીકીટો લીધી. ટ્રામ ઉપડી. પા કલાકમાં તો અમે કેમારી બંદરે આવી પહોંચ્યા અહીં ઘણા હોડીવાળા અમારી પાસે આવવા લાગ્યા. અને અમારો મનોરા જવાનો વિચાર જાણીને તો તે બધા અમને પોતાની હોડીમાં બેસવાને બહુ બહુ સમજાવા લાગ્યા. છેવટે અમે તે બધામાંથી એક જણની હોડી પસંદ કરી તેમાં બેઠા. હોડી વાળા—ખારવા—માંહેનો એક જણ સુકાન સંભાળવાને હોડીના એક છેડાપર બેઠો. અને બીજો સઢ છોડવા લાગ્યો તેણે સઢ ચડાવ્યો કે હોડી ઝપાટાબંધ ચાલવા લાગી. હોડીમાં બેસી અમે દરિયાની મજા લેતા હતા તેવામાં મેં મારા કાકાને પૂછયું.

" કાકા, મનોરા બેટ કયાં છે ?

" આ સામે દેખાય તેજ મનોરા બેટ.

" હું આમ તેમ જોવા લાગ્યો. થોડીવાર રહીને મેં પૂછ્યું.

" કાકા. મનોરામાં આ ઉંચા થાંભલા જેવું શું દેખાયછે?

" ભાઇ એ દીવાદાંડી છે.

" કાકા, દીવાદાંડી એટલે શું?

" દીવાનો થાંભલો.

" એને દીવાનો થાંભલો કેમ કહે છે?

" એ થાંભલાપર રાતે દીવો કરવામાં આવે છે માટે.

" આવા ઉંચા થાંભલા પર દીવો શા માટે મૂકતા હશે?

" રાતે દૂરથી આવતાં વહાણોને કઇ તરફ ચલાવવાં તે આ દીવો જોઈ નક્કી કરી શકાય છે.

" કેટલેક દૂર સુધી આ દીવો દેખાતો હશે?

" ભાઈ આ દીવાને દરિયામાં ૪૦ માઈલ દૂરથી વહાણો જોઇ શકેછે.

" ઓહો! એટલે બધે દૂરથી આ દીવો કેમ દેખાતો હશે?

" આ દીવાનો પ્રકાશ ઘણો હોય છે. આજ રાતે આપણે અહુંઆજ રહેવાનું છે, માટે તું એ દીવાનો પ્રકાશ જોઇ શકીશ.

આમ વાતચીત કરતાં તો પવન સરખાઇનો હોવાથી અમારી હોડી મનોરાના કિનારાપર આવીને ઉભી રહી. અમે

કિનારે ઉતર્યા. હોડીવાળાનું મનોરાનું ભાડું માણુસ દીઠ એક આનો છે. પણ ખાસ અમારા માટેજ તેણે હોડી ચલાવેલી હોવાથી મારા કાકાએ તેને બે આનાને બદલે ચાર આના આપ્યા. ખારવો સલામ કરીને ગયો. અને અમે મારા કાકાના મિત્ર મનોરામાં ડાકટર હોવાથી તેમને ઘેર ગયા.

સાંજે અમે ડાકટર સાહેબ સાથે ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં દીવાદાંડી આગળ આવી પહોંચ્યા.

કાકાએ વાત અધુરી રાખેલી હોવાથી તે વિષેની હકીકત જાણવાને હું તલપી રહયો હતો. તેથી હું તો દીવાદાંડી પાસે ઉભો રહ્યો અને તેને ધારી ધારીને જોવા લાગ્યો. તો મને જણાયું કે તે સાત આઠ માણુસ પહોળા હાથ કરીને બાથ ભીડે તો પણ બાથમાં ન આવી શકે. તેવો જાડો અને ઘણો ઉંચો પત્થરનો ગોળ થાંભલો હતો. એ થાંભલો ઉપર જતાં પાતળો થતો ગયો હતો. તેની છેક ટોચ ઉપર નજર કરી તો આશરે ત્રણ માણુસની બાથમાં આવી શકે તેવું જાડું ગોળ હાંડીના આકારનું કાચના ફાનસ જેવું જણાયું. તેના ફરતા તાર ગુંથેલા હતા. તેનો એક બાજુનો કાચ સાફ દેખાતો હતો. પણ બીજી ત્રણ બાજુના કાચ આંધળા જેવા જણાતા. આ ફાનસની પાસે નાના કઠોડા જેવું હતું, તેમાં એક માણુસ ઉભો હતો. તે ઘણો નાનો દેખાતો હતો. આ

બધું જોવામાં હું લીન થઇ ગયો હતો. તેવામાં કાકાએ કહ્યું

"કિશોર, શું વિચારમાં પડી ગયો છે?

"કાકા, આ દીવાદાંડી ઉપર પેલું શું ફાનસ છે?

"હા, ભાઇ એ ફાનસ છે.

"પણ કાકા, એ ફાનસ તો એક બાજુથીજ સાફ દેખાય છે. બીજી બધી બાજુએ તો આંધળા જેવું દેખાય છે. તેનું શું કારણ હશે?

"તે કારણ દીવો થયા પછી તું જાણી શકીશ.

કાકાના આવા જવાબથી હું મુંગો રહ્યો. પણ મારૂં મન તેના વિચારમાંજ ગુંથાયું. હવે કયારે દીવાદાંડીમાં દીવો થાય. અને હું તે જોઉં, એમ થવા લાગ્યું. કાકા અને ડાકટર સાહેબ વાતો કરતા કરતા આગળ ચાલવા લાગ્યા. હું પણ તેમની પછવાડે ચાલ્યો. પરંતુ વારે વારે પાછો ફરીને દીવા દાંડી તરફ જોતો કે દીવો થયો કે નહિ! આમ ફરતા ફરતા અમે એક ટેકરા પરના બાંકડા પર બેસી દરિયાની છોળો જોવા લાગ્યા. હું બહુ લાંબી નજર કરી દરિયા તરફ જોવા લાગ્યો દરિયાનો છેડો દેખાતોજ નહતો. આકાશ અને પાણી મળી ગયેલાંજ દેખાતાં હતાં. છેક સાંજ પડી ગઇ હતી તેથી સુરજને આથમવાનો વખત થઇ ગયો હતો. આજે મેં સુરજ ને આથમી જવાને બદલે દરિયામાં ડુબી જતો દીઠો. ખરેખર

થોડી વારમાં સુરજ ગુમ થઇ ગયો! અને ધીમે ધીમે બધે અંધારૂં ફેલાવા લાગ્યું. કાકા, ડાકટર સાહેબ સાથે વાતોમાં પડયા હતા. અને હું તો આ બધું જોવામાંજ ગુંથાઇ ગયો હતો. એવામાં વિજળીના ચમકારા જેવું ઘણું તેજ અમારા પર થઇ દરિયાની છોળો પર પડયું. અને થોડી વારમાં તે અમારા ડાબા હાથ તરફ થઇને ચાલ્યું ગયું. હું બહાવરો બની આમ તેમ જોવા લાગ્યો. તેવામાં કાકાએ કહ્યુ:—

"જો કિશોર, દીવાદાંડી તરફ જો.

મેં દીવાદાંડી તરફ જોયું. તેવામાં વળી તેજનો ચમકારો થયો. એ તેજમાં હું અંજાઇ ગયો. વળી પાછું તે તેજ ચાલ્યું ગયું. હવે હું તે તરફ જોઇજ રહ્યો તો મારા સમજવામાં આવ્યું કે જે ફાનસ મેં થોડી વાર પહેલાં જોયું હતું, તે ફરે છે. કોઇ ઘણા તેજવાળો દીવો તે ફાનસમાં છે, તેથી પેલો ચોકખો કાચ મારા તરફ આવે છે ત્યારે ચમકારો થાય છે અને આંધળો કાચ આવે છે ત્યારે અંધારૂં થાય છે.

કાકાને મેં મારી કલ્પના કહી સંભળાવી ત્યારે તે બહુ ખુશી થયા અને મને કહ્યું 'કિશોર તારી કલ્પના બરાબર છે.' પછી મેં કાકાને કહ્યું.

"કાકા, આવા તેજવાળો દીવો દરિયામાં ઘણે દૂર સુધી દેખાય એમાં તો કાંઇ નવાઇ નથી. પણ આ ફાનસને ફરતું કેમ રાખ્યું હશે?

"ભાઇ જો દીવો ફરતો ન હોય, તો વહાણો દૂરથી તેને દીવો નહિ પણ તારો સમજીને ગમે ત્યાં વહાણ ચલાવી જાય, તેથી વખતે જવું હોય તેનાથી ઘણે દૂર નીકળી જવાય અને વખતે કોઇ ખરાબા સાથે અથડાઇને વહાણ ભાંગી પડે અને તેથી ભારે નુકસાન થાય. આવા નુકસાનથી બચવાને દીવાદાંડીના દીવા ફરતા રાખે છે.

ડાકટર સાહેબે કહ્યું "કિશોર, તું બીજી વાર આવીશ ત્યારે હું તને દીવાદાંડી ઉપર લઇ જઇને તે કેમ ફરે છે. તે બધું બતાવીશ. હવે અંધારૂં થઇ ગયું હતું, તેથી અમે ઘેર ગયા. દીવાદાંડીની હકીકત જાણીને મને બહુ મજા પડી.

મિત્રો, આ કિશોરની વાત સાંભળીને તમે કંટાળી તો ગયા હશો. પણ જો વિચાર કરશો, તો તમને પણ તેની પેઠે બહુ મજા પડશે. તમે જે કાંઇ જુઓ તેને માટે જરૂર વિચાર કરજો અને જ્યાં ન સમજો, ત્યાં તમારા વડીલને પુછીને સમજી લેજો આ દુનિયામાં આખું જગ એ જોવાનું અને સમજવાનું છે!



 

# દિશાઓ.



દિવાળીનું પર્વ હતું. મણિગોરી રસોઇના કામથી પરવારીને ઘરમાં ટાંગેલાં ઝુમ્મર અને હાંડીઓમાં દીવા કરતાં હતાં. તેવામાં વિજયા અને મુકુંદ નામે તેમનાં બે બાળકો બહારથી દોડતાં દોડતાં આવ્યાં અને કહેવા લાગ્યાં. બા, બા, મારા બાપાએ કહ્યું હતું, કે હું તમારે માટે ફટાકડા, ફુલ-ખરણી, બપોરીઆ અને બીજું દારૂખાનું બજારમાંથી લઇ આવ્યો છું. તે રાત્રે બંને ભાઈ બહેનને વહેંચી આપીશ. પણ તે તો ફરવા ગયા છે! અને રાત પડી ગઈ! બધા છોકરાઓ દારૂખાનું ફોડે છે. માટે તમે અમને એ બધું નહિ આપો?

મણિગોરીએ કહ્યું:-મારાં વહાલાં બાળકો, એ બધું તમને આપીશ, પણ વિજયા, રાત પડી એ તમે કેમ જાણ્યું?

વિજયા બોલી. "બા, સુરજ આથમી ગયો, અને ઘોર અંધારૂં ફરી વળ્યું તેથી."

"બહેન, સુરજ હોય ત્યારે શું કહેવાય?" મુકુંદે પૂછ્યું.

"ભાઇ, સુરજ હોય ત્યારે તો દિવસ કહેવાય." વિજયાએ ભાઇના સવાલનો જવાબ આપ્યો.

મુકુંદે ફરી પૂછ્યું. "ઠીક બ્હેન હવે સુરજ કયારે ઉગશે ?"

"કાલે સવારે." આ જવાબ આપીને વિજયા પોતાની બા પાસે ફટાકડાની માગણી કરવાની હતી, તેટલામાં મણિગોરીએ પૂછ્યું.

"વિજયા સવાર કયારે કહેવાય, એ તું જાણે છે ?

"હા. બા. સુરજ ઊગે ત્યારે સવાર થઇ કહેવાય."

"ખરી વાત છે. બેન વિજયા, પણ સુરજ કઇ બાજુએ ઉગતો હશે ? તેની તને ખબર છે ? મણિગોરીએ બીજો સવાલ પૂછયો.

વિજયાની નજર લીલી હાંડીમાં મૂકેલા દીવા તરફ હતી. તેટલામાં મુકુંદ બોલી ઊઠયો, હા બા સુરજ દરરોજ આપણા ઘરની સામે ઊગે છે.

વિજયાએ હાંડી તરફથી મણિગોરી સામે જોઇને પૂછ્યું. બા આપણા ઘરની સામે સુરજ ઊગે છે. તે બરાબર છે. પણ મારી બેનપણી સવિતાના ઘરની તો પછવાડે ઊગે છે તેનું શું કારણ હશે ?

બાએ કહ્યું. બહેન સુરજ હમેશાં એકજ બાજુએ ઊગે છે અને તે જે બાજુએ ઊગે છે, તે બાજુને ઉગમણી

બાજુ અથવા તો ઉગમણી દિશા કહે છે. કેટલાક તે દિશાને પૂર્વ દિશા પણ કહે છે.

"બા, હવે હું સમજી કે જે દિશામાં સુરજ ઉગે તે દિશાને પૂર્વ દિશા કહે છે, એવી દિશાઓ કેટલી હશે ?"

"વિજયા તું કહે જોઉં બ્હેન ! કે સુરજ દરરોજ સવારમાં ઊગે છે, તે ત્યાંને ત્યાંજ રહે છે કે કેમ ?"

વિજયા:—મા સુરજ તે વળી એકને એક ઠેકાણે રહેતો હશે ? સાંજ પડે ત્યારે તે આથમી જાય છે.

બા:-ઠીક બહેન, કઈ બાજુએ આથમે છે ?

મુકુંદ વચ્ચે બોલ્યો. અરે ! બા, એ તો આપણા ઘરની પાછળ આથમી જાય છે.

બા:-વારૂ, ત્યારે તમે યાદ રાખો, કે સુરજ આથમી જવાનો વખત હોય તે સાંજ કહેવાય. અને જે દિશામાં સુરજ આથમે તે દિશાને આથમણી દિશા અથવા તો પશ્ચિમ દિશા જાણવી. વિજયા, તું પૂર્વ તરફ મોં ફેરવીને ઉભી રહે જોઇએ.

વિજયા તથા મુકુંદ બંને છોકરાં પોતાની બાનો હુકમ બરાબર પાળતાં હતાં, તેથી બંને ભાઇ બેન એકદમ પૂર્વ દિશા તરફ જોઇને ઉભાં રહ્યાં

બા:—વિજયા, તારો ડાબો હાથ ખભામાંથી બરાબર લંબાવ જોઇએ.

વિજયાએ તેમ કર્યું.

મુકુંદ બોલ્યો બા, અમારા મોઢા આગળની પૂર્વ દિશા અને પાછળની પશ્ચિમ દિશા છે પણ બ્હેને જે દિશા તરફ હાથ લંબાવ્યો છે તે કઇ દિશા કહેવાય ?

બા:—બેટા, એનું નામ ઉત્તર દિશા કહેવાય. અને તેની સામેની જે જમણા હાથ તરફની છે. તે દક્ષિણ દિશા કહેવાય છે.

વિજયા:—મુકુંદભાઇ હવે આપણે બરાબર સમજ્યાં, કે જે દિશામાં સુરજ ઉગે તે ઉગમણી કે પૂર્વ દિશા કહેવાય, જે દિશામાં સુરજ આથમે તે આથમણી કે પશ્ચિમ દિશા કહેવાય. અને પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા જાણવી. કેમ બા, મારૂં કહેવું ખરૂં છે ને ?

બા:—હા બ્હેન બરાબર છે. તમે દિશાઓ શીખ્યાં તે ઉપરથી તે કેટલી છે તેપણ જાણી ગયાં હશો !

મુકુંદ:—હાજી હું તો જાણી ગયો કે:—

પૂર્વ.

પશ્ચિમ.

ઉત્તર.

દક્ષિણ....એ ચાર દિશાઓ છે.

**વિજયા**—આ એતો અમે શીખ્યાં. પણ જે દિવસે વાદળાં હોય, તે દિવસે અને અંધારી રાતે દિશાઓ કેમ ઓળખી શકાય ?

એટલામાં વિનોદરાય બહારથી ઘેર આવ્યા અને પોતાનાં બાળકોને ઉપરની વાત કરતાં જોઇ આનંદ પામ્યા. મુકુંદ તુરત બાપની પાસે દોડી આવ્યો અને પૂછ્યું બાપા! આટલી બધી વાર તમે ક્યાં ગયા હતા ?

બાપઃ—મુકુંદ! હું ફરવા ગયો હતો....કહી વિનોદરાયે ખીસ્સામાંથી ઘડીઆળ કાઢીને ટાઇમ જોયો. તે વખતે અછોડામાં ટાંગેલા હોકાયંત્ર ઉપર મુકુંદની નજર પડી. તેણે પૂછ્યું. બાપા, આ શું છે? વિનોદરાય બોલ્યા. ભાઈ, એતો હોકાયંત્ર છે. જુઓ તમને હું બતાવું છું. એમ કહી તેમણે પોતાની હથેળીમાં હોકાયંત્રને સરખું મૂક્યું. અને કહ્યું, વિજયા બહેન, જોયું કે! તેના કાંટાની અણી ઉત્તર દિશા તરફજ રહે છે.

વિજયા ખુશી થઈ બોલી. હા પિતાજી. પણ અંધારી રાત હોય તે વખતે દિશાઓ કેમ ઓળખી શકાય ?

બાપઃ—વિજયા! અંધારી રાતે ધ્રુવના તારા ઉપરથી

દિશાઓ ઓળખી શકાય છે. ચાલો આવો. આપણી અગાશીમાં જઇએ ત્યાંથી ધ્રુવનો તારો દેખાય છે. તે તમને બતાવું.

વિજયા તથા મુકુંદ બંને ભાઇ બ્હેન પોતાના પિતાની પાછળ દોડી ગયાં. ત્યાં ગયા પછી વિનોદરાયે ધ્રુવનો તારો બતાવીને કહ્યું. જુઓ મ્હારાં વહાલાં બાળકો ! આ સામે સૌથી ( બધા તારાઓથી ) વધારે ચળકે છે, તેજ ધ્રુવનો તારો છે. અને તે હંમેશાં ઉત્તર દિશામાંજ ઊગે . છે. એટલે તે ઉપરથી દિશાઓ સહેલથી ઓળખી શકાય છે.

છોકરાંઓ ધ્રુવનો તારો જોઇ રહ્યાં. તેટલામાં મણિગૌરી તેમના સારૂ દરૂખાનું લઇ આવ્યાં. અને વિજયા તથા મુકુંદને વહેંચી આપ્યું. બંને ભાઇ બહેન પોતાના માબાપની આગળ હોંસે હોંસે ફટાકડા, ફુલખરણી અને બપોરીઆ વગેરે ફોડવા લાગ્યાં. ફટાકડાનો અવાજ સાંભળી પાડોશમાં રહેનારાં બીજાં છોકરાં પણ ત્યાં દોડી આવ્યાં અને સૌએ આનંદ કર્યો.





# મારા મનની ઉમેદ

મિત્રો !

મારા મનની એક વાત તમને કહું ? ના, ના, કદાચ તમે મને ગાંડો ગણુશો, છતાં કોણ જાણે શાથીયે તે વાત મારા મનમાં રાખી શકતો નથી. હમણાં હમણાં મને આવા આવાજ વિચારો આવ્યા કરે છે. સાંભળો:—

મારી નિશાળના મહેતાજી સાહેબને ખુરસી પર બેઠેલા જોઇ, મારા મનમાં એમ થઇ આવે છે કે, હું મહેતાજી કાં ન બનું ? મજાની ખુરસી પર બેસવું, બધા છોકરા પર રોફ મારવો, હાથમાં ખાસી નેતરની સોટી રાખી સૌના પર હુકમ ચલાવવાનું મને તો બહુ મન થઇ જાય છે.

બીજેજ વખતે પિતાજીને ઓફિસમાં જવાની તૈયારી કરતા જોઇ વળી એમ થઇ આવે છે કે હું હેડકલાર્ક શા માટે ન બનું ? ઓફિસના બધા કારકુનો "સાહેબજી" કહી સલામો કરે, ભાઇનો સાદ પડતાંજ પટાવાળાના ટોળે

હાંજ ગગડી જાય. કહોને, એવા બનવું કેમ ન ગમે? આપણારામે તો રમત રમતમાં વેશ પણ ભજવી બતાવ્યો છે. એક દિવસ ઘરમાં હું એકલો હતો. ત્યારે મને કલાર્ક બનવાની મરજી થઇ. પાસેજ પિતાજીનાં ઓફીસનાં કપડાં પડેલાં હતાં તે જોતાંજ મેં મારી ઇચ્છા પુરી કરી. પિતાનો કોટ હતો તો બહુજ મોટો. પણ તે પહેરતાં હું જરા પણ શરમાયો હોઉં એવું મને તો ન જણાયું. પાટલુન તો મારૂંજ ચાલશે, એમ ધારી તેજ રહેવા દીધું. મારા નાનકડા માથા પર પિતાજીનું સુરતી ખોખું એકદમ ચડાવી દીધું. પિતાજીનો સોનેરી કોર છેડાવાળો ખેસ મારા ખભા પર લટકાવી દીધો. હાથમાં હાથી દાંતના હાથાવાળી પિતાજીની છત્રી રાખી લીધી. પગમાં બુટ તો મારાજ રહેવા દીધા. કારણકે પિતાજીના બુટ પહેરી એક ડગલું પણ ચાલી નજ શકાય, એ આપણા રામ સારી રીતે સમજતા હતા.

બધાં લુગડાં પહેરાઇ રહ્યાં. હવે તો હું મલકાતો મલકાતો મારાં માતાજી પાસે દોડી ગયો, અને પૂછયું, “મા, મા, જો તો ખરી, હું કેવો લાગું છું?”

મારો નવાઇ ઉપજાવે તેવો દેખાવ જોઇને મારી બા ખૂબ હસી પડયાં. તેનું હસવું તો માયજ નહિ. હસતાં હસતાંજ મારી માએ વ્હાલથી મને ગોદમાં લીધો, અને

બોલ્યાં. મારા ઘેલા બાળ! વળી આજ આ નવું ટીખળ ક્યાંથી ?

મેં મારી વાત માતાને જણાવી દીધી. માતા તો બહુજ રાજી થયાં તેમને મારી વાતમાં મજા પડી તેથી હું બહુ ખુશી થયો. અને મારી બીજી વાત પણ માતાને કહેવા મંડી ગયો.

બા, બા, જોને ગઇ કાલેજ મારી સ્કુલમાં મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ટ સાહેબ આવ્યા હતા. અમારૂં ભણતર, અમારાં મીઠાં મીઠાં ગીત અને અમારૂં સુંદર ડ્રાઇંગ જોઇ તેઓ બહુ રાજી રાજી થઇ ગયા. અને અમને સૌ બાળકોને મિઠાઈ આપી ખુશી કર્યા. સૌ છોકરા તો આથી રાજી થઇ ગયા હશે. પણ હું તો ત્યારથી ગાંડા જેવો થઇ ગયો છું.

મા! એ મોટા સાહેબને મેં જોયા તે પછી મને એમજ થઇ આવ્યું કે, હું પણ એમના જેવો મોટો ક્યારે થઇશ? ખાસી મજાની બે ઘોડાની ફેટીનમાં બેસી, સાહેબ થઈ ફરવું, ભલા, કોને ન ગમે? બા, બા, કહેને? હું એવડો મોટો ક્યારે થઇશ ?

મારી માએ મને વહાલથી પોતાની પાસે બેસાડયો. અને મીઠી મીઠી શીખામણ આપી. તેઓ બોલ્યાં, મારા વહાલા દીકરા! તું પણ જરૂર મોટો માણુસ થઇશ. એ

પ્રેસીડેન્ટ સાહેબ પણ તારા જેવા બાળકમાંથીજ મોટા થયા છે. અહીંઆ તું જે જે મોટા માણસો જુએ છે. તે સૌ નાના બાળકમાંથીજ ભણી ગણીને મોટા થવા પામ્યા છે.

આપણા દેશમાં શ્રી રામચંદ્રજી, રાણા પ્રતાપ, શિવાજી વગેરેની વાતો તેં નિશાળમાં વાંચી છે. તે બધા જ્યારે બાળક હતા, ત્યારે તારા જેવીજ ઇચ્છાવાળા હતા, અને તેથીજ તેઓ મોટા માણસ તરીકે ગણાઇ નામના મેળવી ગયા છે.

બેટા, તું પણ જરૂર મોટો માણસ થઇશ. તારી ઇચ્છા પ્રભુ જરૂર પાર પાડશે. એવો મારો આશિર્વાદ છે.

માતાની વાતથી હું તો રાજી રાજી થઇ ગયો. હું હવે તો જરૂર મોટો માણસ થઇશ. એ આશાથી નાચવા ને કુદવા લાગ્યો.

કેમ મિત્રો ? તમને કોઇવાર આવા વિચાર આવે છે ખરા ?



[૨૫]

# વિલાયતની મુસાફરી

**નારાયણ**:—અરે જયંત, તારા ભાઇ વિલાયત ગયાનું સાંભળ્યું તે ખરૂં કે?

**જયંત**:—હા, ખરૂં છે. મારા બાપા પણ બે મહીના પહેલાંજ વિલાયતથી આવ્યા. અને મારા ભાઇ તો હજી ચાર દિવસ પહેલાંજ વિલાયત ગયા.

**નારાયણ**:—ભાઇ જયંત એ વિલાયત કયાં આવ્યું? આપણી ભૂગોળમાં તો વિલાયતનું કોઇ ઠેકાણે નામ પણ નથી. નકશામાં પણ તે દેશ તો મેં જોયો નથી.

**જયંત**:—અરે! યુરોપખંડમાં ઇંગ્લાંડ દેશ નથી શું? તેનેજ વિલાયત કહે છે. વિલાયત એ કાંઇ તેનું ખરૂં નામ નથી માણસો તેને વિલાયત કહે છે.

**ના**.—પણ માણસો તેને વિલાયત કેમ કહેતા હશે?

**જયંત**:—આ બાબત હું પણ પહેલાં. તારી પેઠે સમજતો ન હતો. પણ મેં કાકાને પૂછીને સમજી લીધું. વિલાયત એ મુસલમાની ભાષાનો શબ્દ છે. તેનો અર્થ 'સ્વદેશ' અથવા 'જન્મ ભૂમિ' થાય છે. અંગ્રેજ લોકો ઈંગ્લાંડને 'સ્વદેશ હોમ' કહે છે. તેનું ઉરદુ

ભાષામાં વિલાયત એવું ભાષાન્તર થયું. અને ત્યારથી માણસો ઇંગ્લાંડને વિલાયત કહેવા લાગ્યા. ખરૂં જોઇએ તો આ શબ્દ કોઇપણ દેશને લગાડી શકાય. જેમકે હું કાઠિઆવાડનો રહેવાસી છું, તેથી કાઠિઆવાડ એ મારૂં વિલાયત અને તું ગુજરાતનો રહેવાસી છે તેથી ગુજરાત એ તારૂં વિલાયત પણ કહી શકાય.

**ના.**—ત્યારે તો ઇંગ્લાંડ જવામાં તારા બાપાને દરિયામાંથી જવું પડયું હશે ?

**જયંત:**—અરે એક નહિ પણ પાંચ સમુદ્રમાંથી જવું પડે છે.

**નારાયણ:**—હેં ! પાંચ સમુદ્ર કયા કયા ?

**જયંત:**—તે હું મોઢેથી કહું તેના કરતાં આ નકશામાંથી બતાવું તો તું સારી રીતે સમજી શકશે (પૃથ્વીનો નકશો કાઢીને) આ જો અમદાવાદ. અને આ જો ઇંગ્લાંડ. મારા બાપા અમદાવાદથી પહેલાં મુંબઇ ગયા. આપણા મુંબઇ ઇલાકામાંથી અથવા આજુ બાજુના બીજા કોઇ પ્રાંતોમાંથી વિલાયત જવાનું હોય, તો પ્રથમ મુંબઇ જવું પડે છે. કારણ કે વિલાયત જનારી આગબોટો મુંબઇથી ઉપડે છે. કલકત્તા તરફના માણસો કલકત્તાથી આગબોટમાં બેસીને આ લંકાને દક્ષિણે કિનારે થઇ પછી અરબી સમુદ્રમાં આવે છે. પણ તે કરતાં આ

મુંબઇનો રસ્તો નજીકનો છે. હું, કાકા, બા, ભાનુ, એ બધાં મારા બાપા સાથે મુંબઇ સુધી ગયાં હતાં, મુંબઇમાં અમે શુક્રવારે સાંજે પહોંચ્યા. રાતે સરદાર ગૃહમાં ઉતારો કર્યો. અને બીજે દિવસે એટલે શનિવારે બપોરે બે વાગ્યાની આગબોટમાં બાપા વિલાયત તરફ રવાના થયા.

નારાયણઃ—વિલાયત તો બહુ દૂર જણાય છે! ત્યાં પહોંચતાં કેટલાક દિવસ લાગતા હશે? અને રસ્તામાં ખાવા પીવાની શું સગવડ કરતા હશે?

જયંતઃ—ભાઇ, દૂરનો ખરૂંજ! મજાના પાંચ હજાર મૈલ દૂર છે. ત્યાં પહોંચવાને કમતીમાં કમતી ચૌદ પંદર દિવસ લાગે છે. માણસો ચારપાંચ દિવસ ચાલે એટલું ભાથું સાથે લે છે. પરંતુ તેટલું પણ ન લીધું હોય તો પણ ચાલી શકે છે. કારણ કે આગબોટમાં ખાવા પીવાની બધી સગવડ હોય છે પણ તે સઘળી સગવડ સાહેબ લોકના કામની હોય છે.

નારાયણઃ—વારૂ. તારા બાપા મુંબઇથી આગબોટમાં બેઠા પછી આગળ કયાં કયાં ગયા કહે જોઉં!

જયંતઃ—આ જો, એડન. મુંબઇથી જે બોટ નીકળે છે તે આ અરબી સમુદ્રમાં થઈને ચાર દિવસે એડન પહોંચે

છે. એડન વિલાયત તરફ જતી આગબોટોનું પહેલું બંદર છે. અને તે મુંબઇથી સુમારે ૧૦૦૦ માઇલ દૂર છે. અહીં થોડા વખત રોકાઇને આગબોટ રાતા સમુદ્રમાં થઇને બીજા ૧૦૦૦ મૈલ દૂર આવેલા આ સુએજ બંદરે આવી પહોંચે છે.

**ના.**—સુએજની નહેર કહે છે, તેજ આ સુએજ શું ?

**જયંત:**—હા, તેજ. અગાઉના વખતમાં આ રાતા સમુદ્ર અને આ ભૂમધ્ય સમુદ્રની વચ્ચે જમીન હતી, ત્યારે આગબોટોને આ આફ્રિકાખંડની પ્રદક્ષિણા કરીને લાંબા રસ્તે થઇ જવું પડતું. પણ ઇ. સ. ૧૮૬૯માં ૧૭ કરોડ રૂપીઆનું ખર્ચ કરી આ નહેર તૈયાર કરવામાં આવી, ત્યારથી અગાઉ કરતાં અરધા વખતમાં માણસો વિલાયત પહોંચી શકે છે.

**ના.**—સત્તર કરોડ રૂપીઆ ! અ ધ ધ !

**જયંત:**—અરે સત્તર કરોડ રૂપીઆ લાગે તેમાં નવાઇ શું છે ? કામ કાંઇ સામાન્ય હતું ? ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રની વચ્ચે ૮૦–૯૦ મૈલ લાંબી અને આગબોટો ખુશીથી જઈ આવી શકે તેટલી પહોળી જમીન ખોદી કાઢીને બન્ને સમુદ્રને મેળવી દેવાનું કામ કાંઇ જેવું તેવું છે !

ના.—ત્યારે તો આ નહેર જોવા જેવી હશે.

જયંત:—વિલાયતથી મારા બાપાનો એક કાગળ આવ્યો હતો તેમાં તેમણે આ નહેરનું વર્ણન લખેલું હતું. કે આ નહેરની લંબાઈ સુમારે ૧૦૦ માઇલ છે પણ પહોળાઇ બહુ ઓછી છે. મુંબઈના મોટા રસ્તા કરતાં ઘણી વધારે પહોળી નથી. વળી નહેરમાંથી જતાં દિવસે બન્ને કાંઠાની શોભા દેખાય છે. અને રાત્રે કાંઠાપરના વિજળીના દીવાની હારો જોવાની બહુ મજા પડે છે.

નારાયણ:-વારૂ. નહેરમાંથી નીકળીને આગળ ક્યાં જવાય છે?

જયંત:—નહેરના આ બાજુના છેડે જેમ સુએજ બંદર છે તેમ પેલી બાજુના છેડાપર પોર્ટસૈયદ બંદર છે. ત્યાંથી ભૂમધ્ય સમુદ્રમાં જવાય છે.

ભૂમધ્ય સમુદ્રમાંથી વિલાયત જવાના ૪
જુદા જુદા રસ્તા છે.

૧ ઇટાલીના બ્રિન્ડીસી બંદરે ઉતરી રેલ્વે રસ્તે ઇટાલી સ્વીતઝર્લાંડ અને ફ્રાન્સમાં થઇ આ કેલે બંદરે જવાય છે. અને કેલેથી ઇંગ્લીશ ચેનલમાં થઇને ઈંગ્લાંડના ડોવર બંદરે પહોંચાય છે.



૨ બ્રીન્ડીસી બંદરે નહિ ઉતરતાં આદ્રિયાટિક સમુદ્રમાં થઇને વેનીસ બંદરે ઉતરાય છે અને ત્યાંથી રેલે થઇને ડોવર જવાય છે.

૩ ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલીની દક્ષિણે થઇને ફ્રાન્સની દક્ષિણે આવેલા માર્સેલ્સ બંદરે ઉતરાય છે અને ત્યાંથી ફ્રાન્સમાં થઇને રેલે જવાય છે. અને ત્યાંથી ડોવર પહોંચી શકાય છે. આ રસ્તે ચૌદ દિવસ લાગે છે.

૪ ( આ રસ્તો જરા લાંબો છે ) આખા ભૂમધ્ય સમુદ્રમાં મુસાફરી કરીને આ જીબ્રાલ્ટરની સામુદ્રધુનીમાં થઇ આટલાંટીક મહાસાગરમાં પેસીને બિસ્કેનો ઉપસાગર ઓળંગી ઈંગ્લીશ ચેનલમાં થઇ ડોવર અવાય છે. આ રસ્તે ૩ અઠવાડીઆં લાગે છે.

ઉપરના ચાર રસ્તાઓમાંથી ઘણા માણસો ફ્રાન્સનો રસ્તોજ પસંદ કરે છે. કારણ કે વખત પણ ઓછો લાગે છે અને અનાયાસે ફ્રાન્સ દેશ જોવાની તક મળે છે.

નારાયણઃ—આટલા બધા દિવસો બોટમાં બેસી બેસીને માણસો કંટાળી જતા હશે ! હું તો એકવાર મુંબઇથી કરાચી ગયો હતો તેટલામાં પણ બહુ કંટાળી ગયો હતો.

**જયંતઃ**—આટલી લાંબી મુસાફરીમાં કંટાળો તો જરૂર આવેજ. પણ રસ્તામાં જુદા જુદા દેશો અને સૃષ્ટિનું સૌન્દર્ય વગેરે જોવામાં મન આનંદ પામે છે. એ સિવાય બોટની અંદર સગવડો પણ બહુ મજાની હોય છે. બહાર ડેકપર છુટથી હરવા ફરવાનું મળે છે. ઘણા માણસોની સાથે ઓળખાણ થાય છે. એ ઉપરાંત કહે છે કે મોટી આગબોટોમાં લાયબ્રેરી, દવાખાનું, રમવાની જગ્યાઓ વગેરે સગવડ હોય છે. તેથી આપણે ધારીએ છીએ તેટલો કંટાળો આવતો નથી.

**નારાયણઃ**—તેં હમણા જે હકીકત કહી તે સાંભળીને મને પણ વિલાયત જવાની બહુ ઇચ્છા થાય છે. મારા બાપા મને ડાકટર થવા માટે વિલાયત મોકલવાનું કહે છે! હવે હું પણ એ અનુભવ લેવાને એકપગે તૈયારછું.

---

# સ્વીકાર.

**દંપતિ ધર્મ**—અંક ૧, ૨, મે તથા જુન ૧૯૧૬ તંત્રી અને વ્યવસ્થાપક ભીખાલાલ છોટાલાલ ચોધરી જમાલપુર—અમદાવાદ.

ગુજરાતીમાં વિના મુલ્યે માસિક ફેલાવવાની આ પહેલ વહેલી સત્પ્રવૃત્તિ જોઇ અમે આનંદ પામીએ છીએ. ને અંતઃકરણથી તેની ફતેહ ઇચ્છીએ છીએ.

વ્યવસ્થાપક.

## મહમદ પેગંબર અને ઇરાનનો પાદશાહ ખુશરૂ.

અરબસ્તાનમાં મુસલમાની ધર્મ સ્થાપન થયા પછી મહમદ પેગંબર સાહેબે પોતાના ધર્મનો સ્વીકાર કરવા માટે બીજા દેશોમાં કાગળ મોકલાવ્યા હતા. તેમાંનો એક કાગળ ઇરાનના પાદશાહ ખુશરૂ પરવીઝ તરફ પણ મોકલ્યો હતો. આ વખતે ઇરાનમાં જરથોસ્તી ધર્મ ચાલતો હતો અને ત્યાંના લોકો અગ્નિ પૂજક હતા.

મુસલમાની રિવાજ પ્રમાણે કાગળમાં પહેલાં ઇશ્વરનું નામ લખી તેની નીચે કાગળ લખનાર મહમદ પેગંબરનું અને તેની નીચે પાદશાહ ખુશરૂનું નામ લખેલું હતું. ખુશરૂએ તે કાગળ ખોલીને જોતાંજ પહેલાં પોતાનું નામ નહિ લખેલું હોવાથી તે બહુ ગુસ્સે થયો. અને તે કાગળના ટુકડે ટુકડા કરી નાખ્યા. તેમજ કાગળ લાવનાર પેગંબરસાહેબના વકીલનું અપમાન કરી તેને પોતાના દેશમાંથી કાઢી મુકયો.

વકીલે બનેલી સર્વ હકીકત પેગંબરસાહેબને જણાવી તે સાંભળી તેમણે કહ્યું:—"જેમ ખુશરૂએ મારા પત્રના ટુકડા કર્યા, તેમ પ્રભુ તેના રાજ્યના ટુકડા કરશે" પેગંબર સાહેબનું આ ભવિષ્ય થોડાજ વખતમાં ખરૂં પડયું. આ પછી ઇરાનનો રાજા મરાયો ને રાજ્યમાં અંધાધુંધી ફેલાઇ મુસલમાનોએ આ વખતે ચડાઇ કરી. ત્યાંના છેલ્લા રાજા યઝદેઝર્દને માર્યો ને પોતાનો ધર્મ દરેક પાસે પળાવવા માંડયો. અને જેઓ પોતાના ધર્મને વળગી રહ્યા તેઓ હિંદમાં નાસી આવ્યા.

વેપાર ઉદ્યોગને લગતું શિક્ષણ આપતી શાળા—

# ધી કોરોનેશન શોર્ટહેન્ડ એન્ડ ટાઇપ રાયટીંગ સ્ટુડીઓ.

## કચેરી રોડ સુન્ના લોજ

અંગ્રેજી પાંચ ધોરણ સુધી શીખેલા છોકરાઓ, તથા ઓફી-સોમાં નોકરી કરતા યુવાનોને અંગ્રેજી નામું, શોર્ટહેન્ડ, ટાઇપ-રાયટીંગ, બેન્ક ચલણની માહિતી, વિમાઓ, અને વેપારી કાયદાઓ વગેરે સંબંધી જ્ઞાન મેળવી જીંદગીને સુખરૂપ બનાવવાની ઉત્તમ તક.

**ફી ઘણીજ જુજ** **અનુકુળ વખત.**

**આજેજ મેનેજરને મળો અથવા લખો.**

........................................................................

—ખાસ અંગ્રેજી નહિ જાણનાર મિત્રોને માટે—

જો તમને અંગ્રેજી નહિ જાણવાથી સંસારમાં મુશીબત પડતી હોય, જો તમારે ટુંક સમયમા સંગીન અંગ્રેજી જ્ઞાન મેળવવું હોય

તો આવો

## ધી કોરોનેશન નાઇટ કલાસમાં

**માસ્તરોને માટે ખાસ કલાસ રાખવામાં આવ્યો છે.**

**ફી માત્ર નામનીજ. વખત તમારી અનુકુળતા પ્રમાણે.**

M. B. Dalal.

મેનેજર.